# સોરઠગાસપાટો*

રચી પ્રસિદ્ધ કરનાર



પેથાપુરના

કવી કાશીરામ દેવરામ.

અમદાવાદ

ખાડીઆમાં સારંગપુર જવાની સડક ઉપર હીતેચ્છુ પ્રેસમાં ગેહિતાજી પીતાંબરદાસ ત્રિભુવનદાસના મકાનમાં જેશંગ મુળજીએ છાપ્યો.

સંવત ૧૯૪૩—સને ૧૮૮૬.

કીમત ૦—૨—૦.

# અથ સોકયસપાટો*

## ચોપાઈ.

શીવ તન તમને નામું શીષ, અજજા આરાધું આ દીશ;
નીરમળ વાણી આપો તમો, તો ગુણ ગાવા ઈચ્છું અમો. ૧
મુંગો ઈચ્છે વાચા જેમ, વામણુ જળધી તરવા તેમ;
અપંખો ઉડવા આકાશ, અપંગ ચઢવા ગીરીનો આશ. ૨
એમ આશ ધારૂંછું અમો, તેને પુરી કરજો તમો;
તો આ કારજ સિદ્ધજ થાય, સોકયસપાટો પ્રગટ કરાય. ૩
જેથી ઉપજે મનમાં જ્ઞાન, બીજી લાવવા નવ દે ભાન;
ચતુરનર તો ચેતી લીયે, મુરખ ખર શ્વાનને શું કીયે. ૪

## છપો.

નરને દેવી શીખ, મુરખને નવ કાંઈ કહેવું;
નરને લાગે દુઃખ, તોયપણ દુઃખી ન રહેવું.
નરને થાયે હાણ, આબરૂ જાતી હોયે;
સમજું તેની તાણ, કરી સમજાવો તોયે.
મુરખને કહેવું નહીં, શુદ્ધબુદ્ધ શીખ જેને નથી;
કાશીરામ તે ત્યાગીને, નર સમજાવો સર્વથી. ૧

મુરખ નરને શીખ, કહે કો સારા માટે;
નવ માને તે ત્યાંય, છીદ્ર બતાવે સાટે.
મુરખ જન તે મર્મ, ન જાણે કાવ્ય કથાનો;
મુરખ જન તે તોલ, કરે નહીં સુખ જથાનો.
માટે સર્વે સુજ્ઞજન, સુણો સપાટો શોકયનો;
કાશીરામ કહે સ્વાદ જણાશે, જેથી દીવધુ શોંખનો. ૨

## દોહરા.

ગામ ગુણવંતુ ગોધરા, નીરમળ નરને નારય;
ઈશ્વર હેત અદકું ઉરે, ગુણ ડા'પણ ભંડાર. ૧
તેજ નગરમાં વાણીઓ, કોટીધ્વજ છે એક;
હીરાલાલ નાણાવટી, સત્યવાદી છે છેક. ૨
પરણ્યો સુંદર સુંદરી, દાહી દીવાળી નામ;
વર વહુ રહેછે રંગમાં, જેની પાસે દામ. ૩
દિવસ ઘણાક વીતી ગયા, શેઠે કર્યો વિચાર;
એકે સુખ નવ ઉપજે, લાગું બીજી નાર. ૪
એમ કરી ઉદાસીમાં, બેઠા હીરાલાલ;
માણેકલાલને તેડીયા, જેપર ઘણું એક વહાલ. ૫

## ચોપાઈ.

માણેકલાલ છે જેનું નામ, તે તો કરે દીવાની કામ;
હાથે ચાકર એક હજાર, ઊંચો આપ્યોછે અધિકાર. ૧

ધરતીપર પગ દેતો નથી, એવો મદ વાપ્યો સર્વથી;
એક †અયુત દામ માસે મળે, તે જન શા કારણ નવ છળે. ૨
રાજાને વહાલો તન મન, બંને માણેકલાલ લોચન;
તેને પુછી પગલું ભરે, તેને દેખી વાતો કરે. ૩
તેને સુખે સુખીયો સહી, તેને દુઃખે દુખીયો તહી;
રાજ્ય કરે સો માણેકલાલ, એવો પુર્વ તપ કેરો ખ્યાલ. ૪
નીકળે બજારે ફરવા કાજ, પ્રજા કહે જયજય મહારાજ;
સદા સલામત રહેજો તમો, આશીષ એવી આપું અમો. ૫
કરપ ઘણો રૈયતને મન, ન્યાયશાસ્ત્રને જાણે ધન્ય;
પાપી ચોર ચુગલ જન જેહ, તેનાપર નવ રાખે નેહ. ૬
સત્યવાદીનો સાથી ફરયો, તેથી જસ ઝાઝો પરવરયો;
દુષ્ટ દગલને આપે દુઃખ, ભાગે ભીક્ષુકોની ભુખ. ૭
મેહેતા મુસદી સૌ થરથરે, માણેકલાલની આણુજ ફરે;
રખે ચુક કો આવી જાય, કરશે સો જોતાં શીક્ષાય. ૮
એવો કરાણો જેનો સહી, તેને મીત્રાઈ શેઠની થઈ;
તેથી શેઠે પુછી વાત, બોજી કરવી મારે ભ્રાત. ૯
માટે તમને પુછું અમો, વાત વિચારી બોલો તમો;
જોઈએ નારી રૂપ [illegible]ળ, જેથી સુંદોર પ્રગટે બાળ. ૧૦

† દશ હજાર.

વળી ઘર સુખ પામું સર્વથી, માટે તમને પુછું કથી;
નથી પોહોચતા એકે કોડ, માટે નારી જોઇએ જોડ. ૧૧

### દોહરા.

વાત સુણી સૌ શેઠની, બોલ્યો માણેકલાલ;
એકે અતિ સુખ માની લ્યો, બે કરશે બેહાલ. ૧
વાત મુકો વરવાતણી, સમજો શાણા શેઠ;
એકે સુખ બહુ પામશો, બેયે કરશો વેઠ. ૨
હું કહું છું તમ કારણે, મીત્ર જાણીને આજ;
જો બીજી પરણી ગયા, તો ભવ બગડ્યો મહારાજ. ૩

### છપ્પો.

બે નારીનો નાવ, સુખ નવ સ્વપ્ને પામે;
બે નારીનો નાવ, દુઃખી રહે આઠે જામે.
બે નારીનો નાવ, ન સેજતણું સુખ દેખે;
બે નારીનો નાવ, ન ભોજન રૂડું પેખે.
બે નારીના નાવને, ભજન દાન ભાવે નહીં;
કાશીરામ કહે સુણો, સુખ તેનું દાખું અહીં. ૧

### ચોપાઈ.

માણેકલાલની સાંભળી વાત, હીરાલાલની ગઈ રળીયાત;
બોલ્યા શેઠજી તેણીવાર, શું દુઃખ આજી કરતાં નાર. ૧

ખાશે પીશે ઘરની માંહે, જે જોઇએ તે છે સો આંહે;
મારે ઘેર કાંઇ તોટો નથી, વસ્ત્ર ઘરેણાં છે સર્વથી. ૨
દાસી દાસ છે આરંપાર, ગાડી ઘોડા પણ તૈયાર;
એકે વાતની ન્યુનતા નથી, માટે હું પરણું સર્વથી. ૩
સુણી શેઠની એવી વાણ, માણેકલાલ તત્ર બોલ્યો જાણ;
સુણો શેઠજી કહું તે એક, પછી પરણ્યાનો કરો વિવેક. ૪
આપણા ગામનો રાજા જેહ, પ્રધાન મોટો તેનો તેહ;
તેને નથી કોઈ વાતની કમી, નગર દેશ રે'છે સૌ નમી. ૫
રાજા પણ બહુ દેછે માન, તે જાણે રાજનું પાન;
નરપતીના મુખકેરો વાળ, નાગર જાતિકેરો બાળ. ૬
ચતુરલાલ નામ સૌકો કહે, હરઘડી હાકમ પાસે રહે;
તે લાવ્યો પરણી એક નાર, રતનકુંવર રૂપ ગુણભંડાર. ૭
પગ પાની જોઈ પોથી રંગ; ગયો રૂમાં થઈને મન ભંગ;
આંગળીયો ચંપાની કળી, નખ મણીસમ રહ્યા જળહળી. ૮
જંઘાએ હારીજ કદળી, વનમાં તે દાઝે પરજળી;
જોઇ કેડને વાઘની જાત્ય, ભક્ષ ખોળેછે રાતોરાત. ૯
પોંચાએ ગઈ શેષની સાન, ભાર ઉપાડી ભજે ભગવાન;
કસમસતી ચોળીની સાથ, લજાણો નારંગી નાથ. ૧૦
કોટ જોઈને ક્રોધે ચડયો, શંખ જઈ સાગરમાં પડયો;
હોઠ જોઈને હારી રતી, સ્યામ મોઢે વન દુઃખ વેઠતો. ૧૧

દંત જોઈ દાડમની કળી, રડવા બેઠી ભેગી મળી;
કંઠ જોઈ કોકીલા વન, વશી થઈ ગયું કાળું તન. ૧૨
જોઇ નાશીકા સુંદીર ત્યાંય, કીર પેઠા પોલાણોમાંય;
નેણ જોઈ મૃગ ફરતા રહ્યા, ગયા ગામથી દુખીયા થયા. ૧૩
ભમર દેખીને ભમરા જેહ, દીવે બાળવા લાગ્યા દેહ;
કપાળ ભાગનો દેખી ફંદ, લાજી ફરતો થયોછે ચંદ. ૧૪
શીર વાળની શ્યામતા જોઈ, શેષે સુકવી નાંખ્યું લોહી;
ચાલ હીંડે ઝાલી પટકુળ, દાઝે હાથીએ ઘાલી ધુળ. ૧૫
એવી ગોરી પરમ રસાળ, પરણ્યો પુન્યે નાગર બાળ;
ઉમરની એ છે પેહેલડી, ગુણરૂપના ગરવે ઘેલડી. ૧૬
ચતુરલાલ તો જોઈને મુખ, ઘણુંક મનમાં પામે સુખ;
તન મન ધનથી અદકી ગણે, કટુ વેણ નવ કો દીન ભણે. ૧૭
નર નારીની ઉમર બાળ, ભરજોબન ને રૂપ રસાળ;
ખાયપીયે ને દિન નીરગમે, મનગમતી મોજોમાં રમે. ૧૮
ચતુરલાલનું ચીતડું જેહ, રતનકુંવરે ચોર્યું તેહ;
ગણે પ્રાણથી પ્યારી ઘણી, એથી અધીકો નહી જુગધણી. ૧૯
એમ દિવસ બહુ વીત્યા ત્યાંહે, કોતક પ્રગટ્યું બેનીમાંહે;
એક દિવસ નર નારી જેહ, સેજે વાતો કરતાં તેહ. ૨૦
બોલતાં નવ બાકી રહ્યું, ચતુરલાલે ચીતમાં લહ્યું;
બોલ્યો નારીનો ભરથાર, બે નારી વિણ નહિ સંસાર. ૨૧
ત્યારે નારી દેછે શીખ, બે નારી મંગાવે ભીખ;
એકનો સ્વામી સુખે સુવે, બેનો ભોંય સાથરે રૂવે. ૨૨

એકના વરને ઝાઝાં માન, બેનો ધરાઇ મળે નહિ ધાન;
એકનો નાવ હીંડોળે ઝુલે, બેનો નાવ ઘર આંગણું ભુલે. ૨૩
બે નારી જે પરણ્યો આપ, મળ્યા પુરવનાં પાંચે પાપ;
માને બેન નારી ખાતરે, બેનો નાથ ખોળા પાથરે. ૨૪
એવું બે નારીમાં સુખ, સમજો નહિતો જોશો દઃખ;
નહિ રહે તમારે મારે પ્રીત, નાથ નીવડશે મહાવિપરીત. ૨૫
માટે માનો મારૂં મુખ્ય, શીદને હાથે માગો દઃખ;
તોપણ તેને માન્યું નહિં, વાત વરવાની કહાડી તહિં. ૨૬

## દોહરો.

વાત કહાડી વરવાતણી, મુખથી બારણા બાહાર;
એક કહેતાં અનેક ત્યા, થઇ કન્યા તેયાર. ૧
જોઇ પરીક્ષા તેહની, શાસ્ત્રતણે અનુસાર;
સકળ શીરોમણ નીકળી, ગીરધરલાલ કુમાર. ૨
હીરકુર નામ છે તેહનું, બુદ્ધિનો ભંડાર;
સકળ કળાને ચાતુરી, ડાહાપણનો અવતાર. ૩
કામ કળા સર્વે ભરી, ગ્યાત યોવના નાર;
રતનકુંવરથી સો ગણી, હીરકુર ગુણ ભંડાર. ૪
તેને પરણ્યા પ્રેમથી, ચતુરલાલ પરધાન;
નરપતી એતો શોભતી, આપી ભેઠચ તે સ્થાન. ૫
આણું એક ફરી વળી, બીજું આવી જયાંય;
સાયર થઇ ગુણી ગોરડી, ચતુર ચીતની ત્યાંય. ૬

બાંધ્યો પ્રેમના પાસમાં, રાખ્યો ન છુટવા લાગ;
એક સમે એકાંતમાં, બે બેઠાં મહાભાગ્ય. ૭
હીરકુર હશીને ઉચરી, સુણો સનેહી શામ;
હું રહું ત્યાં લગી શોકયનું, ન લેશો જી નામ. ૮
જે માગો તે આપું હું, કામાસન સુખ જોગ;
કરૂં ખુશી હું ખાંતયથી, ખાનપાન સુખ ભોગ. ૯
ચતુર કહે સુણુ ચંતની, મારે એવો ભાવ;
બેને રાખું બરાબરી, લેઉ મનગમનો લાવ. ૧૦
શ્યામા કહે હો સાહેબા, જે ધાર્યું છે મન;
જઈ પુછો મુજ સોકયને, ચાલોને સ્વામીજ. ૧૧
તે જો હા કહે હોંશથી, તો નથી મારે વિખવાદ;
પણ પુછો જઈ તેહને, ઉતરશે પરમાદ. ૧૨
સુણી ચતુર તવ ચાલીયો, જયાંછે જુની નાર;
બેઠી દીઠી તેહને, જાણે જોગણી સાર. ૧૩
શ્વાસ સપાટે જાયછે, છાતી ભાગ ચીરાય;
છુટા કેશો સિંહાણી, ક્રોધ કહ્યો નવ જાય. ૧૪
ચતુર કહે સુણ સુંદરી, હું પુછું જે વાક;
એમ કહી કર ઝાલીયો, કે મારી લપડાક. ૧૫
બોલ્યો ચતુર તવ બળ કરી, હાંહાં પ્યારી નાર;
એ ચિંતાં આ શું થયું, ભાન ગયું કે ઠાર. ૧૬
કહે કે ભુત વળગ્યું તને, સાચું મારા સમ;
ટુંકારો કરતી નહિ, તે ચોલજ મારી કયમ. ૧૭

ખમાખમા એ સુંદરી, કહીને કાળી જયાંય;
ઉચરી છે અલબેલડી, ઘણીકવારે ત્યાંય. ૧૮
શો ખપ મારો છે હવે, મળી માનિતિ માય;
તેને જઈ મળ જા હવે, છે મારીજ રજાય. ૧૯
જો બોલાવી મુજને, તો થાશે વિપરીત વેર;
ચતુર જાણોને ચોપથી, વાહાલી માને ઘેર. ૨૦
વચન સુણી વિસ્મય થયો, સ્વામી મનની સાથ;
આતે શું અચરજ થયું, એ વિશ્વના નાથ; ૨૧
વાત કહેવી ભુલી ગયો, ભુલ્યો જે નવલી નાર;
રાત ગુમાવી દુઃખમાં, ઠરી રહયો તે ઠાર. ૨૨
પરભાતે તે પરવરયો, જયાંછે ભુપ દવાર;
વખત થઈને આવીયો, ભોજને ભરથાર. ૨૩
ગયો જુનીના મોહોલમાં, બોલ્યો મુખે બોલ;
પાણી લાવ્યને આ સમે, કરવું છે અંગોળ. ૨૪
વચન સુણી ઘરમાં ગઇ, રતનકુંવર તે વાર;
સુતી તાણી સોડય તે, અડકાવીને દ્વાર. ૨૫
વાટય જોઇને ચાલીયો, જયાંછે નવલી નાર;
આવતો જોઈને આકળી, ઘણી થઇ તે ઠાર. ૨૬
આવ્યો ચાલી ચોંપથી, બોલ્યો લાવો નીર;
નાહીને ભોજન કીજીએ, ક્ષુધા પીડે શરીર. ૨૭

## ચોપાઈ.

માગ્યું નારી પાસે નીર, ઉભો રહ્યોછે ધારી ધીર;
નવ બોલી ત્યાં નવલી નાર, ત્યારે બોલ્યો બીજીવાર. ૧
કયમ તું ઉત્તર દેતી નથી, ગુમાનમાં બેઠી સર્વથી;
લાવ્ય નીર નહાવાને માટ, શાંદને તું જોવરાવે વાટ. ૨
ક્ષુધા પીડેછે મારે તન, કેમ વિચાર કરે નહિ મન;
કેમ ચઢાવ્યુંછે તેં મુખ, હું બેઠે શું તારે દુઃખ. ૩
જે કોઈ લેવે તારૂં નામ, તેનો ફેડું સમુળો ઠામ;
તું છે વહાલી અપરંપાર, તન મન ધન મારૂં તું નાર. ૪
એમ કહીને પાસે ગયો, કર ઝાલીને બોલજ કહ્યો;
સાચું કહેને મારા સમ, દુઃખ ધરી બેઠીછે કયમ. ૫

## દોહેરા.

ત્યારે બોલી બળ કરી, જેછે નવલી નાર;
મુવાં માવીતર માહરાં, તે નાખી આણે ઠાર. ૧
ગરીબને ઘેર જાત તો, પામત હું મહા સુખ;
તાલેવંતને ઘેર હું, આવી પામવા દુઃખ. ૨
પાપ કરયાં પેલે ભવે, તે આવી મળયાં આ ઠાર;
તેથી મળીયો મુજને તું જેવો ભરથાર. ૩
જુની મા વહાલી હતી, તો શીદને પરણ્યા નાથ;
થોડેથોડે બાળવા, શીદ સાહ્યો મુજ હાથ. ૪

વાતો ચીતો ત્યાં કરૈ, હેત ધરીને શ્યામ;
મારી ખબર તો જ્યારે લ્યો, પડે ગળચવા કામ. ૫
માટે જાઓને આ સમે, તમો માનીતીને મોહોલ;
ખાઓ પીઓ ખુશી રહો, રમો કરીજ કલોલ. ૬
ભોગ મળ્યાતા માડુરા, તે પડીયું પાનું અહીં;
નખોદીયાં માવીતરે, નાંખી ઊંડા કુવાની મહીં.૭
હું તમને કહેતી નથી, સારી માઠી વાત;
મીઠી મા કહેશો સહુ, તે સુણી થાઓ રળીયાત. ૮
રૂજની બધી ત્યાં રહ્યા, દેઈને મુજને છેહ;
એટલું ત્યાં શું આપીયું, જે વાધ્યો સબળો નેહ. ૯
અમે કદરૂપાં કુબડાં, એ અલબેલી નારય,
અમે ગાંડા ઘેલડાં, એતો ડાહાપણદાર. ૧૦
અમને વાતો ન આવડે, તેતો તેમાં ચતુર;
તે માટે તે મન વશી, ન પડી મારો જરૂર. ૧૧
ખાવા વેગે આવીયા, દાશી જાણી આપ;
પણ ખાવા હું આપું તો, બ્રહ્મહત્યાનું પાપ. ૧૨

## ચોપાઈ.

ચતુર કહે તું સાંભળ વાણુ, છેક થઇછે કેમ અજાણુ;
આવડો કોપ શું રૂદીયે ધરે, શું કરવા કડવું ઉચરે.૧
હું એનું નહીં જોઊં મુખ, તું તારે ભોગવ્યને સુખ;
તુંછે મારો પ્રાણ આધાર, તન મન ધનથી વહાલી નાર.૨

એને હવે બોલાવું નહીં, સત્ય વચન તું માને સહી
ઇશ્વર આણ આ સાચું કહ્યું, તુજ પાખે નવ જાએ રહ્યું
ત્યારે બોલી કોપી નાર, સાંભળીએ મારા ભરથાર;
એવા ફંદ અહીયાં નવ કરો, મારી નજરથી આઘા મરે
રહ્યા રાત તો સુખે તહીં, ભોજન વેળા આવ્યા અહીં
દાશીતણું કરવાને કામ, લાવ્યા પરણી મુજને શ્યામ.
નીચા કુળની હું તો સહી, ઊંચા કુળની એ તો થઇ
જો હોય સમજણ મનમા ન થ, જાઓ વેળાસર જોડું હા
મારે તમારે શા છે સગાઇ, વારેવારે આવો ધાઇ;
પાપે પરણી મોટે ઘેર, પ્રગટ્યું કીયા જનમનું વેર.
ગરીબની નારને ઝાઝાં માન, તવંગરની નવ પામે દ
ગરીબનીને સર્વે સુખ, તવંગરનીને બધુંએ દુઃખ.
પુર્વે કરેલાં કરમ અપાર, તેથી પામી તુજ ભરથાર:
આવા મેં તો જાણ્યા નહીં, જે દગાખોર દુનીયાંના સહી
અમે ઓશીયાળાં થઇને રહ્યાં, અબળા તમારે શરણે થઇ
ધીક જનમ અબળાનો જેહ, પારકાં પોતાનાં કરવાં તેહ
તમને દયા મળે નહિ નાથ, હરો પ્રભુના લાંબા હાથ
મારે નથી તમોથી જોર, જઇશ કાસે હું મઇયર ઢોર.
એમ કહીને આંસું ભરયાં, ચીર પાલવ ઉપર તે ગર
ભીજ્યું ચંપકવરણું ચીર, દેખી ગઇ સ્વામીની ધીર
બોલ્યો તે ઝાલીને હાથ, શું કરવા રડે મન સાથ;
તું કહે તેવો પ્રતિજ્ઞા કરું, તું કહે તો એને પરહરું.

તું કહે તો હું મુસ્તક ધરૂં, કહી દેને એ પ્યારી ખરું;
જો એ વાતે ચકું હુંય, ઇશ્વર આણ્ય સત્ય માનજે તુંય.૧૪
જો બોલ્યું નવ પાળું આપ, મારે માથે પાંચે પાપ;
શું કરવા દુઃખ મનમાં ધરે, વૃથા વિટંબણા શીદને કરે.૧૫

## છપ્પો.

નારી આગળ નરમ, થઇ નર બોલે જેહ;
નારી આગળ નરમ, મૂરખમાં મોટો તેહ.
નારી આગળ નરમ, થઇને વેણુજ આપે;
નારી આગળ નરમ, નરનાં મળીયાં પાપે.
નારી આગળ નરમ જે, તે નર દુખ દેખે સહી;
કાશીરામ કહે સોકય સપાટે, માલમ સૌ પડશે અહી.૧

## દોહરો.

સુણી વચન નવી નારીતો, બોલી સ્વામી સાથ;
જુનીને બોલાવવાના, સમ ખાઓને નાથ. ૧
હું રહું જ્યાં સુધી આ સ્થળે, નવ લ્યો એહનું નામ;
હોય મુજ સાથે બોલવું, તો સમ ખાઓને શ્યામ.૨
નહિતર પરવરો પ્રિતથી, નથી અમારૂં જોર;
પ્રાણઘાત કરી અને, હું મરીશ આણે ઠોર.૩
વચન સુણીને નારનું, ચતુર ગયો ગભરાઇ;
શું કરવા દેહ તું તજે, લે હું બેઠો સમ ખાઇ.૪

એને બોલાવું કદી, તો ઈશ્વરકેરી આણ;
તુજને મુખ નીરખું વા હત્યા મુજને જાણ. ૫
તુજ વીણ જળ હું નવ પીશ, નવ જમું ભોજન પાન;
તુજથી જો અંતર ગણું, નડે મને ભગવાન. ૬
એમ પ્રતિજ્ઞા જ્યાં કરી, બોલી હરખીને નાર;
સ્ત્રીચરીત્ર કરી અને, રૂદન કરયું રે અપાર. ૭
આંસું લુએછે આંખથી, ચીરને છેડે જ્યાંય;
રાતું મુખ થઈ ગયું, દીસે દયામણું ત્યાંય. ૮
સ્વામી કહે એ સુંદરી, શીદને કરે રૂદન;
પ્યારી તું મુજ પ્રાણ છે, તું મારૂંજ જીવન. ૯

## ચોપાઈ.

ત્યારે ત્યાંતો બોલી નાર, સુણોને મારા ભરથાર;
તમો જ્યારે ઉતારો પ્રિત, રેહેવું અમારે કેઈ રીત. ૧
તમો વિના નવ ક્ષણ રેહેવાય, પળ પણ જુગના જેવી જાય;
તમો વિનાનો જીવ ગભરાય, સુખદુઃખ કહો કોને કહેવાય.૨
નારીને ઠરવાનો ઠામ, તે તો જાણો સ્નેહી શ્યામ;
સ્વામીનું મન નહી લગાર, બાળે શરીર તે નરની નાર.૩
તમ હેતે અમો છેલડી, તમ હેતે ગર્વે ઘેલડી;
તમ હેતે બળવંતી નાથ, તમ હેત વિનાજ અનાથ.૪
એમ કહીને ઝાલ્યો હાથ, ગયો સ્વામી તે ઓરી સાથ;
બેઠાં પલંગે બંને જણાં, હરખે ખુશી થયાંછે ઘણાં. ૫

કહે લાગીછે ભુખ, ક્ષુધાતણું પ્રગટ્યુંછે દુઃખ;
માવા આપ્યને તુંય, જમીને સુખીઓ થાઊ હુંય.૬

છપ્પો.

બે નારીનો નાવ, કરગરી ભોજન માગે;
બે નારીનો નાવ, સેજમાં સુતાં જાગે.
બે નારીનો નાવ, સુખના સમા સંભાળે;
બે નારીનો નાવ, દુઃખમાં નીસદીન ગાળે.
નારીના નાવને, ઓરાઓ એક વીતે નહી;
ાોરામ કહે સાભળો, કેવું જમે ચતુર તહિ.૧

દોહરો.

ા નવલી નાર ત્યાં, પીરસ્યું ભાણું જ્યાંહે;
હીને જમવા કારણે, ચતુર ગયા ક્ષણમાંહે. ૧
ાવા સ્વામી કારણે, નવીએ નઉતમ પાક;
ાર્યા પુરણ પ્રેમથી. અનેક અથાણાં શાક.૨
જઠ આપ્યો બેસવા, આપ્યું નીરમળ નીર;
ું વદે મુખ માનની, જમો રાખીને ધીર. ૩
ાછો મારા આતમા, હઈડાકેરા હાર;
ાતો બોલું સાહીબા, ઓછી બુદ્ધિ નાર.૪
થો અધીકું કો નથી, આ જુગમાંહે આજ;
ી ક્ષમા જીવો ઘણું, જસવંતા મુજ રાજ.૫
ો કરે વિનોદમાં, શામા સાંધી નેણ;

હળવે હારો ગોરડો, બોલે મનોહર વેણ. ૬
ત્રાસ ભરચા બે જે ઘડી, આવી જૂની નાર;
વિફરેલી જયમ વાઘણ! વા જોગણીનો અવતાર. ૭
નેત્ર લાલ છે તેહનાં, ક્રોધ ભરેલી કાય;
છુટા કેશો શીકોતરી, કે જાણે જક્ષણીમાય. ૮
ઘરમાં આવી ઉતાવળી, ઉભા ચતરની પાસ;
જોઇ ચતુર તવ ગોરડી, ઘણો થયોજ ઉદાશ. ૯
મુખ ઉતરી ગયું તેહનું ઢોળીયા રહ્યો કરમાંહી;
બીલાડીને દેખતાં, હળકે ઉંદર ત્યાંહી. ૧૦
જૂની કહે જમને હવે, શીદને કરે વિચાર;
માસા રોયા ફાતડા, ધીક પડ્યો અવતાર. ૧૧
એને શું દેખાડાયું, જે રૂઠ થયો ગમાર;
ઘડી પણ નીકળતો નથી, મુકી માનું દ્વાર. ૧૨

## ચોપાઈ.

માનું દ્વાર કહ્યું જેટલે, નવલી નાર બોલી તેટલે;
મા તો મોટી હોય તે થાય, નાની તો નારી કહેવાય. ૧
માટે તમો તો માને ઠામ, હું નારી એ મારો શામ;
સુણી વચન ને જૂની જેહ, ચતુર કરને ખાઝી તેહ. ૨
ઉઠને તારી કુટ્ટ હોશ, બોલે વચન ભરીને રોષ;
ખેંચ્યો જોર કરી જેટલે, ચતુર પડ્યો ભુમી તેટલે. ૩
એટલે નવી ત્યાં થઈ તૈયાર, બોજે કર ઝાલ્યો તેવાર;

બંને નારી ખેંચે ત્યાંય, કરે ભડાભુટ ઘરનીમાંહ્ય.૪
બંને નારી ગાળો ભણે, ચતુર ચીતમાં સરવે ગણે;
પણ બોલાતું કંઈએ નથી, ગરજેળાય ઘણો સર્વથી.૫

## દોહરો.

ચતુર ગરજોળાયો ઘણો, થઈ ત્યાં તાણાતાણ;
જાહેર થઈ તે વારતા, મળ્યું ઘેર ઘમશાણ. ૧
શીખ દેવાને કારણે, આવે ડાહ્યાં થઈ;
આ તે તમને શું થયું, સઘળી શોભા ગઈ. ૨
નીચ જનો કજીયા કરે, સમજુંનું નહિ કામ;
ચતુર ચીતમાં સમજીને, બેઠો તેણે ઠામ.૩
સર્વે સમજાવ્યો ચતુરને, સમય જોઈને ત્યાંય;
ખુણે જઈને ખાટલે, પોઢયો ઘરનીમાંય. ૪
અગ્નિ ધીખે અંગમાં, ભુખે આવે વાજ;
જીભ કચરાણી દંતમાં, તે કયાં કહાડે દાઝ ૫
આ ઈશ્વર આ શું કર્યું, સુખ ગયું કોણ ઠાર;
વાહાલ તજી વેરણ થઈ, આ તો સામી નાર. ૬
કહ્યું ન માન્યું કોઈનું, ન કરયો મન વિચાર.
પાપે પરણી લાવીયો, હું જઈ બીજી નાર.૭

## ચોપાઈ.

એમ ચતુર સોચેછે મંન, જળ ઝાઝાં જેને લોચંન;
બે દીન કેરી ભુખજ ખરી, તેથી જીવ રહ્યો ટળવળી. ૧

હવે નારીઓ બેછે જ્યાંય, ઘણું લોક મળ્યું જઇ ત્યાંય;
બેઠી વાળી છેડા તેહ, નીર ભરે જેમ મોટો મેહ. ૨
સોકો કહે શા માટે રડો, વગર વાંકે શા માટે લડો;
પરધાનની તમોછો નાર, સુખે રહો આ ઘરમોઝાર. ૩
રાજા જાણે જો કદી વાત, તો તેમાં થાયે ઉતપાત;
માટે સમજો મનની માંહી, જુદી રહો સંપીને આંહી. ૪
એક દીન જુનો ઘેર જમે, બીજે નવીની સંગે રમે;
એમ કહી જ્યાં લોકે વાત, બોલી જુની જક્ષણી માત. ૫
તમો તમારે ઘેર પરવરો, ડાહાપણ અહિયાં શીદને કરો;
આવી કાલ અત્યારે એહ, ભોગવે જુદું ઘર કયાં તેહ. ૬
એવી રીત અમારે નથી, ન આપું ઘર એ મરે બે મથી;
ઘર કરતાં તો દુઃખ પડે, કયાંથી ઘર તે કરમાં ચડે. ૭
સુણી વેણ તે નવલી નારય, બોલી બળમાં તેણી વાર;
સાંભળય બાઈ વચન કહું હુંય, એ ઘરમાં સુખે રહેતુંય. ૮
તારા બાપનું ઘરછે સહી, મારૂં લાગે વળગે નહીં;
એમ કહ્યું નવલીએ જયાંય, ફેર બાઝી તે બન્યો ત્યાંય. ૯
એક એકનાં જટીયાં જેહ, ઝાલી ખેંચવા લાગી તેહ;
એમ કરે રોજે લઢવાડ, કરે સોર જેમ પેઠી ધાડ. ૧૦
ચતુર તણો જીવ ગયો ગભરાઈ, રોસે બારણે આવ્યો ધાઈ;
દેવા માંડયો બેને માર, ત્યારે લોકે કરયો ફટકાર. ૧૧
અરે અરે આ જુવો કોઈ, બૈરાંને મારે શું જોઈ;

મેર મુવા તું નીરદય જન, કેવું કઠણછે તારૂં મન. ૧૨
હાથે ઝાલી લાવ્યો ઘેર, વાળવા કીયા જનમાં વે'ર;
ત્યારે ચતુરને લજયા અડી, એકાંતે જઈ દીધું રડી. ૧૩
નાંખેછે નીશાસા બહુ, મનમાં કહે દુ:ખ કોને કહું;
હાથે હેડમાં ઘાલ્યો પાય, નીકળવાનો નહીંજ ઉપાય. ૧૪
છેતર થયું નરપતીને જાણ, તેથી તેને નવ દે માન્ય;
નારીને વશ્ય જે નર થાય, તેથી પરધાનપણું ન કરાય. ૧૫
એમ વિચારીને રાજન, નવો કરયો પોતે પરધાન;
અમલ હાથથી જાતો રહ્યો, ચતુર બહુ ચીંત્યાતુર થયો. ૧૬
પામ્યો બે નારીમાં લાવ, વાંચી વાતને ધરજો ભાવ;
જેવી નજરે જોઈ વાત, તેવી વરણીછે આ ખ્યાત. ૧૭
એક સમાના જોગે સાર, બેઠે મનમાં કરયો વીચાર;
સોકય તણું સુખ વરણું આજ, જેથી જાણે સકળ સમાજ. ૧૮
એમ ધારીને આરંભ કરયો, નીજ બુદ્ધી માફક રસ ભરયો;
સહુ કવી ગુણીને કહું કરજોડ, હું અજાણ નવ દેશો ખોડ. ૧૯
દેશ કહાવે રૂડો ગુજરાત, વહે પાવની સાબરમાત;
તેની તીરે મારો વાસ, મામાના ઘર માંહે નીવાસ. ૨૦
પેથાપુર તે ગામનું નામ, કવીનું કાશીરામછે નામ;
દેવરામછે મુજ પીતાય, લાગ્યો લક્ષ વિદ્યાની માંય. ૨૧
તેથી તનક રસ કાવ્યજ તણો, ભાવ ધરીને હું તો ભણ્યો;
માટે કરયો મેં આ વીસ્તાર, થોડી બુધાનો આધાર. ૨૨

મુષ્ય માર્‍ઈ સહુ કહું કરજોડય, શ્રોતાજન કહો શ્રીરણછોડ;
સુણીવાતને દાનજ કરે, તેને શોકય નવ સ્વપને મળે. ૨૩
શોકયસપાટો પુરણ થયો, યથામતીએ મેં તો કહ્યો;
દેખી કાવ્ય નવ લાવશો ખાર, વે'વાર પક્ષનો છે વીસ્તાર. ૨૪
ઓગણીસેં બેતાળી સાલ, ચઈતર વદી ચોથ રસાળ;
ગુરૂવારે ગ્રંથ પુરણ કરયો, બુદ્ધી પરમાણે રસ ભરયો. ૨૫
કાશીરામ કહેછે કરજોડ, પીંગળ પાઠની હોયે ખોડ;
તોપણ મન નવ ધરશો તમો, સુરાજનોને નામું હમો. ૨૬
ગ્રંથ ગહન આ પુરો થયો, શિક્ષા માટે સહુને કહ્યો;
તે સઉને હીત કારણ ઠરયો, તેથી છપાવી પરગટ કરયો. ૨૭



# જાહેર ખબર*

---

સર્વે સજ્જનોને વાસ્તે ને બીચારી ગરીબ ઓ રતોના લાભ માટે તથા મદોન્મત્ત થઇ જે એક સ્ત્રી છતાં બીજી લાવી બાળપણામાં તે બાઇનો મ નખો બીગાડેછે તેઓને શીખામણને માટે આ નાહા નું સરખું "સોકયસપાટા"નું પુસ્તક કવિ કાશીરા મ દેવરામ ગામ પેથાપુરના રહેવાસીએ હાસ્ય ત થા શૃંગાર તથા કરૂણારસવડે કરીને પ્રગટ કરેલું છે તે વાંચવાથી તરત શીખામણ તથા હર્ષ પ્રગટ થશે.

**કાશીરામ દેવરામ.**

---